# સંગીત–રાસપંચાધ્યાયી.

રચયિતા,

શાસ્ત્રી કાશીરામ વિ. કરસનજી.

મુ. માંગરોળ (કાઠીયાવાડ)



સન ૧૯૨૬ । પ્રત ૧૦૦૦. । સંવત ૧૯૮૨.

કિંમત રૂા. ૦-૨-૦.

श्रीकृष्णाय नमः।

# શ્રી રાસપંચાધ્યાયી.

## સંગીતમાં.

### પ્રથમાધ્યાય.

(ગીતિ.)

વન્દી શ્રીવલ્લભનાં, વચનો પ્રેમે સદૈવ રસવાળાં;
વાણી પવિત્ર કરવા, અવગાહું દિવ્ય રાસ—રસ—ધારા. ૧

રાગ ધનાશ્રી.

સાખી.

*શરદ્ ઋતુથી મલ્લિકા, ખીલી જેમાં ખાસ;
તે રજનીના યૂથને, જોઇ વધ્યો ઉલ્લાસ.
ષડ્ગુણથી સમ્પૂર્ણ પણ, ધરી નિજ જનપર વાલ;
રમવા માટે મન કર્યું, યોગેશ્વર ગોપાલ.

---

* भगवानपि ता रात्रीः આ પ્રથમ શ્લોકથી આ પદ શરૂ થાય છે. આપ ષડૈશ્વર્યસમ્પન્ન, આત્મારામ, અને પૂર્ણકામ છતાં, સ્વકીય જનો ઉપર પ્રેમ આણી, આ રાસારમ્ભનું મન કરે છે; જેને માટે આપે પોતાની યોગમાયાને આજ્ઞા કરી. જેથી રાસાનુકૂલ સ્થળ—કાળની તેયારી તેણે કરી આપી છે. પાતંજલ-યોગદર્શનના વિભૂતિપાદમાં, યોગી જે ધારે તે કરી શકે છે, એમ કહેવામાં આવ્યું છે. ત્યારે પ્રભુ તો યોગેશ્વરના પણ ઈશ્વર છે, તેથી ઇચ્છિત થાય, તેમાં શી શંકા ?

**પદ ૧ લું–અલબેલી અરજે બાત–એ લય.**

[1]પૂનમનો પૂરણ ચન્દ, પ્રકટયો તે પલમાં,
નિજ શાન્ત કિરણનો રંગ, કુંકુમ લઇ કરમાં. ટેક.

પૂર્વ દિશાના સુન્દર મુખને, તેથી કીધું લાલ;
પ્રિય પરદેશી આવ્યો, જાણે (૨), રંગે સુન્દરી–ભાલ. પ્રકટયો, ૧.

ચર્ષણીના સન્તાપપુંજનો, કરતો ક્ષણમાં નાશ;
પ્રિયતમ લામ્બે કાળે આવી (૩), બેસે પ્રિયાની પાસ, પ્રક. ૨.

અખંડ મંડલ મંડિત વિકસિત, કરે કુમુદના ખંડ;
[2]લક્ષ્મીના મુખ સમ છે કાન્તિ (૨) કુંકુમ અરુણ સુરંગ. પ્રક. ૩.

તેના કોમલ કિરણ–સમૂહે, રંજિત કાનન–વૃન્દ;
દેખી ઉદ્દીપન–સામગ્રી (૨), (કલ) ગાવા માંડયા ગોવિન્દ. પ્રક. ૪.

[3]વામાનાં મન હરતું રૂડું, અનંગનો આધાર;

---

૧. પ્રભુએ પ્રથમ મનને ઉત્પન્ન કર્યું, કે તરતજ चन्द्रमा मनसो जातः–આ શ્રુતિ અનુસાર નિષ્કલંક પૂર્ણ ચન્દ્ર પ્રકટ થયો.

૨. લક્ષ્મીના મુખ સમાન ચન્દ્ર મંડલની કાન્તિ છે. આનું કારણ શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજી દર્શાવે છે કે लक्ष्म्या अयं भ्राता भवति–ચન્દ્રમા લક્ષ્મીનો ભાઈ છે, જેથી બેનના મુખ જેવું મુખ ભાઇનું હોઇ શકે. પુનઃ સમુદ્રમાંથી પ્રકટ થતી વખતે સ્વયંવરની માલા પોતાના હસ્તમાં રાખી લક્ષ્મીજી ભાલમાં કુંકુમની પિયર કરી પ્રભુના કંઠમાં માલા ધરાવવા પધાર્યા, તે વખતનું સ્મરણ ચન્દ્રે કરાવ્યું.

૩. वामदृशां मनोहरम्–અત્ર શ્રીસુબોધિનીજીમા શ્રીમહાચાર્ય-ચરણો આજ્ઞા કરે છે કે–यासां दृष्टिर्नोत्तमा तास्तु नाकारिताः–જે વ્રજાંગનાઓની દૃષ્ટિ ઉત્તમ ન હતી, તેને નથી બોલાવ્યાં. અહિ નન્દદાસજી રાસપંચાધ્યાયીમાં કહે છે કે–तरणि किरण ज्यों मणि पखान सब हीनको परसे, सूरजकान्त मणि बिना नहि कहुं पावक दरसे.

ગીત સૂણીને ઘર તજી ચાલ્યાં (૨), [૧]પરવશ થઇ વ્રજનાર. પ્રક. ૫.
વેગ થકી શ્રવણોથી હલતા (૨), કુંડલના શણગાર;
એક બીજાને જાણ ન કરતાં (૨), ગયાં જહિં ગિરિધાર. પ્રક. ૬.

સાખી.

રાસરસિકના રંગમાં રાતાં શ્રીવ્રજબાલ
મારગમાં અટક્યાં નહિ, તરુ મન્દિર નદી પાડ.
હેમન્તે વ્રત આદરી, પામ્યાં'તાં વરદાન;
[૨]અનન્યપૂર્વ કુમારિકા, આવ્યાં જયાં ભગવાન.

રાગ સારંગ.

સાખી.

[૩]અન્યપૂર્વ ગોપાંગના, તે પછી ત્યા તત્કાળ;
વણ તેડાવ્યાં આવિયાં, ત્યજી સુત પતિ પરિવાર.
વિરતિ ઉપજે જે ઘડી, તે ઘડીએ ઘરત્યાગ;
એમ કહ્યું છે શાસ્ત્રમાં તેમ તજયું બડભાગ.

---

૧. પરવશ થયેલ વ્યક્તિ જેમ આકર્ષાય છે, તેમ વ્રજભક્તો વ્રજમાંથી આકર્ષાયાં.

૨. આ વેણુનાદથી, પ્રથમ જેઓએ હેમન્ત ઋતુમાં વ્રત કરી, રાસના આનન્દનું વરદાન મેળવ્યું હતું, તે અનન્યપૂર્વા એટલે કે નન્દકુમારજ જેના પતિ છે, તેવા કુમારિકા આવ્યાં.

૩. એમ સોળ હજાર કુમારિકાઓ આવ્યાં પછી, અન્યપૂર્વા એટલે ગોપાંગનાઓ તત્કાળ આવવા લાગ્યાં. આ ગોપીજનોને પ્રભુએ તેડાવ્યાં નથી. તેથીજ આગળ 'કેમ આવ્યા ?' વગેરે વચનો કહ્યાં છે,

પદ ૨ જું—વ્હાલા મારા વૃન્દાવનને ચોક-એ લય.

સુન્દર આહિ વૃન્દાવન ધામ, કે અતિ રળિયામણાંરે લોલ;
નિર્મળ ચન્દ્રસરોવર ઠામ, કે કુમુદ ખીલ્યાં ઘણાં રે લોલ. ૧
ગાયો દોતાં ગોપી કોક, કે ત્યજી પય સંચર્યાં રે લોલ;
ચડાવી ચૂલે સંભાખના ટોપ, કે ઉતાર્યા વિણુ ગયાં રે લોલ. ૨
પિરસતાં પરિજનને ભોજન, શિશુને ધવડાવતાંરે લોલ;
સેવતાં પતિને કરતાં ભોજન, ત્યજી થયાં ચાલતાંરે લોલ. ૩
લિમ્પતાં ઘર ધોતાં કોઇ અન્ય, કે અંજન આંજતાંરે લોલ;
અવળાં ભૂષણ વસ્ત્રો અંગ, કે નહિં ગણકારતાંરે લોલ. ૪
[1]વાળ્યાં વળ્યાં નહિં તોય ધન્ય, કે પતિ પિતુ ભ્રાતથીરે લોલ;
જેના હર્યાં ગોવિન્દે મન, કે મોહ્યાં જાતથીરે લોલ; ૫
ઘરમાં કોઇ રહ્યાં વ્રજનાર, નહિં નિકળી શક્યાંરે લોલ;
વીંચી નેત્ર ધર્યું હરિધ્યાન, કે ચિન્તનમાં છક્યાંરે લોલ. ૬
દુઃસહ પ્રેષ્ઠ વિરહનો તાપ, અઘ જેથી મટયાંરે લોલ;
મળ્યાં કાંઇ ધ્યાન મહિં ગોપાળ, ભેટથી [2]શુભ હટયાંરે લોલ. ૭

---

૧. વાળ્યાં વળ્યાં નહિં તોય ધન્ય. અત્ર વિરોધાભાસ છે, કે સ્ત્રીઓએ પોતાના પતિ-પુત્ર-ભ્રાતાની આજ્ઞા માનવી જોઇએ, છતાં પણ તે આજ્ઞા અત્ર ન માન્યાં, તથાપિ તે ગોપીજનોને ધન્ય છે. આ વિરોધનો પરિહાર-પતિ વગેરેથી પ્રભુ સર્વોત્તમ છે, તેજ છે.

૨. ભગવાન્ હૃદયમાં પધાર્યા, તેને ભેટવાથી પુણ્ય હટી ગયાં; અત્ર શંકા થાય છે, તેનું સમાધાન નીચે સ્પષ્ટ છે— શ્રુતિમાં કહ્યું છે કે-"पुण्यपापे विधूय निरंजनं परमं साम्यमुपैति- પુણ્ય પાપનો નાશ કરી, નિરંજન પરમ સામ્યને પામે છે."

સાખી.

સામ્ય નિરંજન પામવા પુણ્ય પાપનો નાશ;
ગુણમય દેહ તજી સુખે, પોંચ્યાં તે હરિ પાસ.
લોહ બેડી સમ પાપ છે, પુણ્ય હેમની તેમ;
બન્ધન તેનું તુલ્ય છે, તૂટ્યે પામે ક્ષેમ.

શ્લોક.

કૃષ્ણને જાણતા કાન્ત, નહિં બ્રહ્મ મહામુને!
તેના સંસારનો બન્ધ, છૂટ્યો કેમ? કહો તમે. ૧

પદ ૩ જું રાગ હમીર. ગુણીજન ગાવત રાગ હમીર—એ લય.

વદ્યા શુકદેવ સુણો નરપાલ!
આગલ[1] આજ કહ્યું છે તમને, તોય કહું છું હાલ, વદ્યા૦ ટેક.
કૃષ્ણચન્દ્રને કલ બાળપણથી, માંડી દેતો ગાળ;
તોય યજ્ઞમાં સહુ જન જોતા, મુક્ત થયો શિશુપાલ. વદ્યા૦ ૧.
દ્વેષ કરી હૃષીકેશ તણો પણ, પામે ભવનો પાર;
કેમ તરે નહિં ગોપી જેને, પ્યારા પ્રાણધાર, વદ્યા૦ ૨.
અવ્યય નિર્ગુણ શુભ ગુણ મન્દિર, કૃષ્ણચંદ્ર અવતાર;
સકલ[2] જનોનું સારું કરવા, ભૂપતિ! છે નિરધાર. વદ્યા૦ ૩.
કામ, ક્રોધ, ભય, સ્નેહ, એકતા, સૌહૃદ ધર્મ અપાર;
નિત્ય હરિમાં જે જન કરતા, તન્મય તે થાનાર. વદ્યા૦ ૪.

---

૧. સપ્તમસ્કન્ધમાં.

૨. પ્રભુનું પ્રાકટ્ય જીવ માત્રના કલ્યાણ માટે છે. કારણ કે કોઇ પણ પ્રકારે પ્રભુની સન્મુખ થનારની શુભ ગતિ થઇ છે, પૂતનાથી માંડી વિદૂરથ પર્યન્તની ઉત્તમ ગતિ થઇ છે, તે સર્વના ધ્યાનમાં છે. તે માટે પ્રભુ સર્વોદ્ધારપ્રયત્નાત્મા છે,

અજ યોગેશ્વરના ઇશ્વરમાં, કૃષ્ણચન્દ્રમાં સાર;
ઘટે ન[1] શંકા તારે કરવી, જેથી બેડો પાર. ઘવા૦ ૫.

રાગ ધનાશ્રી.

સાખી.

સોળ સહસ્ર કુમારિકા, અસંખ્ય વ્રજનાં નાર;
રાસ રસિકને જઇ મળ્યાં, વૃન્દાવન મોઝાર.
મન્મથ મોહન આવતાં, દેખી વ્રજનાં નાર,
બોલ્યા ચતુરશિરોમણિ, કરતા મોહ અપાર.

પદ ૪ શું અલબેલી અમ્બે માત–એ લય.

વળતા બોલ્યા ગોવિન્દ, સુન્દર શ્યામા શું;
પુરૂષોત્તમ ગોકુલચન્દ, વ્રજની વામા શું. ટેક.
સ્વાગત[2] હો, બડભાગ તમારાં, કહો કરૂં શું કામ રે;
કેમ પધાર્યાં વનમાં વામા ! છે તો વ્રજનું ક્ષેમ? સુન્દર. ૧
આ રજની અતિ ઘોર અહિં છે, શ્વાપદ શોર કઠોર;
પાછાં[3] વ્રજમાં જાઓ વામા, રામાનું નથી ઠોર. સુન્દર. ૨

---

૧. મવતા આ પદથી સૂચવાય છે કે–હે રાજા પરીક્ષિત્ ! તારે તો શંકા નજ કરવા જોઇએ, કારણ કે પ્રભુને માતાના ઉદરમાંથી તેં અનુભવ્યા છે. જેથી ભગવદનુભાવહીન શંકા કરે તો ભલે, પણ તારે તો શંકા નજ કરવી જોઇએ.

૨ स्वागतं वो महाभागाः ! અહિંથી માંડી આગળના દરેક પદમાં વ્રજમાં જવાનો નિષેધ અને વનમાં રોકાવાનો વિધિ, તાત્પર્યથી સૂચવ્યો છે, એમ શ્રી સુબોધિનીજીમાં શ્રીમદાચાર્ય-ચરણો આજ્ઞા કરે છે.

૩. આપ કેટલા બધા નિરપેક્ષ છે. આ વાત અત્રે સ્પષ્ટ થાય છે, તેમજ રસશાસ્ત્રની મર્યાદાનું પણ અત્ર પોષણ થાય છે, તેમજ અનાહૂત જે ગોપીજન આવ્યાં છે, તેનો ઉત્તમાધિકાર પણ આથી સિદ્ધ થાય છે.

માત, પિતા, પતિ, પુત્ર તમારા, મળી સ્વજનના સાથ;
નહિં જોતા શોધે છે તેનો કરો નાહં અપરાધ. સુન્દર. ૩
યમુના મન્દ પવનથી કમ્પિત, તરુ પલ્લવ વનરાજી;
પૂરણ ચન્દ કિરણથી રંજિત, મંડિત દીઠી આજ. સુન્દર. ૪
તેથી જાઓ, વાર ન લાઓ, કરો સતી! પતિસેવ;
વત્સ ખરાડે, બાલ રૂએ છે, પય પાઓ તતખેવ. સુન્દર. ૫
અગર અમારે સ્નેહે બાન્ધ્યાં, આવ્યાં તજીને ગેહ;
તે છે ઘટતું તમને રામા! સહુનો મુજમાં સ્નેહ. સુન્દર. ૬
પતિ સેવા સતી! ધર્મ તમારો, ત્યજી કપટને માન;
અનુપોષણ તેનીજ પ્રજાનું, બન્ધુનું સન્માન. સુન્દર. ૭
દુષ્ટ સ્વભાવ અભાગી ને જડ, વૃદ્ધ અધમને રોગી;
પાપ વિહીન પતિને સેવો, હે નારી બડભાગી. સુન્દર. ૮
સ્વર્ગ લોકનો નાશ કરે છે, યશહર ભય કરનાર;
તુચ્છ ને કષ્ટ ભર્યું જગમાં છે, જારભજન વ્રજનાર, સુન્દર. ૯
શ્રવણ અને દર્શનને ધ્યાને, કીર્ત્તનથી જે પ્રેમ;
તેમ નથી મુજ પાસ રહ્યેથી, જાઓ વ્રજમાં ક્ષેમ, સુન્દર. ૧૦

સાખી.

એમ વદી વિરમી રહ્યા, સુન્દરવર અભિરામ;
જડ સમ ઊભાં ગોપિકા, કહે શું કાશીરામ?

સાખી.

એમ સૂણી ગોવિન્દનાં, વિપ્રિય વચનો નાર,
ખિન્ન થયાં મન ભાગિયું. ચિન્તા વધી અપાર

ઉપજાતિ.

સુકાગ્ર બિમ્બાધર નેન વીંચ્યાં, કરી મુખો શોક થકીજ નીચાં;
ને આંસુઓ નેન થકીજ હીંચ્યાં, વક્ષઃસ્થલો કુંકુમ ધોઇ સીંચ્યાં. ૧.

ખરા પગેથી ખણુતાં તમામ, દે માર્ગ જઇએ ઉતરી અકામ;
ને સૂચવ્યું પ્રાણુ ગયે જવાય, વિષાદથી ચૂપ રહ્યાં ખધાંય. ૨.

સાખી.

શ્રેષ્ઠ છતાં અશ્રેષ્ઠ સમ, વદતા શ્રી ભગવાન્;
જેને માટે છે ત્યજયા, ઉભય લોકનાં કામ.

પદ ૫ મું. ઓરા આવોને શ્રીનાથજી સોહામણા-એ લય.

વ્રજ સુન્દરી વદ્યાં તે ઘનશ્યામ શું જો,
અનુરાગ કંઇક કોપ કરી કાન શું જો. ટેક.

વિભુ! વદવું ઘટે ન એમ આપને જો,
નાથ! જે તપાવતું અમારી જાતને જો. વ્રજ. ૧

ત્યજી [1]વિષયો તમામ શ્યામ આવિયાં જો,
આપ ચરણ ભજન કાજ ચિત્ત લાવિયાં જો. વ્રજ. ૨

ત્યજો વાદ ભજો નાથ! હરો શોકને જો,
ભજે જેમ આદિનાર[2] મુમુક્ષુ લોકને જો. વ્રજ. ૩

કહી સેવ પતિ પુત્ર બન્ધુની તમે જો,
ધર્મ જાણુનાર જાણી વાત તે અમે જો. વ્રજ. ૪

થજો ઇશ ઉપદેશી આપમાં બધું જો,
આત્મશ્રેષ્ઠ દેહ ધારીના તમે પ્રભુ જો. વ્રજ. ૫

કરે પ્રીત આપમાંજ કુશલ માનવી જો,
પતિ પુત્ર આદિથી પીડા નથી જવી જો. વ્રજ. ૬

---

૧ सन्त्यज्य सर्वविषयांस्तव पादमूलं भक्ताः આથી ગોપીજનોએ સ્પષ્ટ કહ્યું છે કે સાંસારિક વિષયોનો સમ્પૂર્ણ ત્યાગ કરી, અમો આપને શરણે આવ્યા છીએ આથી સૂચિત થાય છે કે આ દિવ્ય રાસમાં લૌકિક વિષયનો ગન્ધ પણ નથી.

૨ આદિ પુરુષ.

વરદનાથ! ધરી આશ બહુ કાલથી જો,
કમલનેત્ર! તે ઘટે ન કાપવી કદી જો. વ્રજ. ૭
ઘરોમાં જતું હરાયું ચિત્ત આપથી જો,
કરે કામ હાથ જે તમામ માપથી જો. વ્રજ. ૮
પગો ચાલતા નથી, જવાય જે થકી જો,
જવું કેમ? બને શું? અમારી જાતથી જો. વ્રજ. ૯
આપ હાસ્ય દૃષ્ટિ થાત મધુર ગીતથી જો,
વધ્યો કામ અનલ દાહ કરે છે અતિ જો. વ્રજ. ૧૦
અધરસુધા પૂરથીજ ઠારવો ઘટે જો,
પ્રાણ વિરહતાપથી બળ્યા નહિં ટકે જો. વ્રજ. ૧૧
ચરણકમલ રમાજીએ નાથ! આપિયાં જો,
સ્પર્શ કરી અમે તહિં ચિત્ત થાપિયાં જો. વ્રજ. ૧૨
જેની કૃપાદૃષ્ટિ સારુ દેવતા તપે જો,
રમા હૃદય વાસ પામી ચરણને જપે જો. વ્રજ. ૧૩
જહિં વૃન્દા ને વૃન્દ ભક્તનાં લસે જો,
તહિં ચિત્ત આપ દાસિકાતણું વસે જો. વ્રજ. ૧૪
ઘર બાર ત્યજીને પ્રપન્ન છે થયાં જો,
દાસ્ય આપવા પ્રસન્ન થઇ કરો દયા જો. વ્રજ. ૧૫
કેશ આવૃત્ત મુખાબ્જ કુંડલે લસ્યું જો,
ગંડ અધરસુધા હાસ્ય ઇક્ષણે વસ્યું જો. વ્રજ. ૧૬
ભુજાદંડ અભય દાન આપનાર છે જો,
રમા ધામ હૃદય શાન્તિ થાપનાર છે જો. વ્રજ. ૧૭
એથી ચિત્ત કૃષ્ણચન્દ્ર! આપમાં વસે જો.
થયાં આપનાં તમામ દાસિકાજ છે જો. વ્રજ. ૧૮
મોહ પામી મધુર સુધા વેણુગીતથી જો,
ચળે કોણ નારી નહિં સતી-ચરિત્રથી જો. વ્રજ. ૧૯

સુભગ રૂપ આપનું નિહાળતા મૃગો જો,
ધરે પુલક અંગ વૃક્ષ ગાયને ખગો જો. વ્રજ. ૨૦

દેવલોક જેમ નાથ! ગોષ્ઠ પાળવા જો,
આપ વ્યક્તિ છો, વદો છો તાપ ચાળવા જો. વ્રજ. ૨૧

આર્તબન્ધુ! કિંકરી તમારી છે અમે જો,
અભય આપીને બચાવો નાથજી! તમે જો. વ્રજ. ૨૨

સાખી.

યોગેશ્વરના ઇશ્વરે, વિકલવ વચનો એમ;
આત્મારામ છતાં સુણી, રાસ રમાડયાં[1] તેમ.
સોળ સહસ્ત્ર કુમારિકા, અસંખ્ય વ્રજની નાર;
કિશોર વયના કૃષ્ણજી, વૃન્દાવન મોઝાર.
રાસપતિ વ્રજનાયક, પૂર્ણ બ્રહ્મ ગોપાળ;
કેમ રમ્યા બહુ રૂપથી? શ્રુતિ ન પામે પાર.
દુર્જન શું સમજી શકે? એ લીલાનો ભેદ;
નારદ પણ સમજયા નહિ, નહિ જાણે શિવ વેદ.

પદ ૬ ઠું—રાગ આઠ.

મળી સુન્દરી સાથે, ગોકુલનાથે રંગે રમાડયાં રાસ;
રંગે રમાડયાં રાસ, ગોપીમંડલમંડિત ખાસ, મળી૦ ટેક.

---

૧ અત્ર મૂલમાં अरीरमत् એટલે રમાડયાં, એવો પ્રેરક ભેદનો પ્રયોગ હોવાથી; આપ આત્મારામ અને પૂર્ણકામ છે, તેમ સમજાય છે. તેમ યોગેશ્વરના પણ ઇશ્વર હોવાથી એકજ વખતે અનેક સ્વરૂપો ધારણ કરી શકે છે, જેથી દરેક ભક્તજન પ્રભુને પોતાની પાસેજ માને છે, બીજાં ગોપીજન પાસે બિરાજતાં સ્વરૂપોને ગોપી રૂપેજ નિહાળતાં હોવાં જોઇએ, નહિં તો રસાભાસ થાય.

 

પ્રિયદર્શન સારુ મુખ ખીલ્યાં, ગોપીજનનાં સાર;
તે તારાગણ સાથે શોભ્યા, ગોકુલચન્દ ઉદાર;
ઘુતિ દન્તની તેવી, ડોલર જેવી, કરતી મન્દ-ઉજાસ. મલી ૧
આપ ગવાતા ગોપીજનથી, ને ગાતા કલગાન;
વનિતાના શત[1]યૂથના નાયક, કુંવર નન્દના કાન;
વૈજયન્તી ધારી, શોભા ભારી, શોભાવતા વનવાસ. મલી. ૨
યમુનાતરલતરંગતતિથી, આનન્દિત અપાર,
ચન્દ્રવિકાસી સુગન્ધિ સમીરે, શીતલ રેતી સાર;
તેવા તીરે પધારી, ગોકુલનારી, સંગે રમ્યા ખલરાસ. મલી. ૩
બાહુ પસાર અને પરિરમ્ભણ, નર્મ નખાગ્રના પાત;
પાણિ આદિના સ્પર્શ કરીને, વધારતા મનજાત[2];
પ્રભુ સુન્દર નારી, એમ રમાડી, આપ તથાપિ ઉદાસ[3]. મલી, ૪
એમ મળ્યું છે માન વિભુથી, તેથી વધ્યું અભિમાન;
અન્તર્યામી તે ગયા જાણી ત્યાંજ છૂપ્યા[4] ભગવાન;
મદમાન નિવારી, ભક્ત સુધારી, આપવા આનન્દ દાન. મલી. ૫

સાખી.

પંચાધ્યાયીમાં પ્રથમ પૂર્ણ થયો અધ્યાય,
બીજો પદમાં યોજવા કાશિરામ લલચાય.

---

૧ આ શત શબ્દ અસંખ્યવાચી છે.

૨ મનજાત=મનોજ, કામદેવ.

૩ उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु એટલે આપ કર્મોમાં અનાસક્ત તથા ઉદાસીનવત્ હોવાથી કર્મોનો બન્ધ લાગતો નથી.

૪ तत्रैवान्तरधीयत આ મૂળપદથી એમ સ્પષ્ટ થાય છે કે પ્રભુ સર્વત્ર બિરાજે છે, પરન્તુ કોઇને દર્શન આપવાં એ પોતાની ઇચ્છાને અધીન છે.

# અધ્યાય ૨ જો.

શ્લોક.

અન્તર્ધાન[1] થતાં કૃષ્ણ, તુર્ત ત્યાં વ્રજ-અંગના;
તપ્યાં તેને નહિં જોતાં, યથા ગજ[2] ગજાંગના. ૧

પદ ૧ લું—રાગ સારંગ.

વૈદર્ભી વનમાં વલવલે—એ લય.

વ્રજવનિતા વનમાં ભમે, મલી યૂથ અપાર (૨)
ગોકુલનાથને ગોતતાં, ક્યાં છે પ્રાણ-આધાર ? (૨) વ્રજ. ટેક.
અતિ અનુરાગ ગોવિન્દના, સ્મિત વિભ્રમ સાથ,
મનહર બોલ વિહારથી, મોહી ચિત્તને જાત (૨) વ્રજ. ૧
તે તે લીલા રમાકાન્તની, કરતાં તે રૂપ,
'કૃષ્ણ હું છું' એમ બોલતાં, પ્રમદા પ્રભુરૂપ (૨) વ્રજ. ૨
ગાતાં ઉંચે સૂરથી, હરિને મલી નાર,
શોધતાં વન વન નાથને, ગાંડાની જયમ સાર (૨) વ્રજ. ૩
જેમ આકાશ તમામમાં, રહે અન્દર બાર,
તેવા પુરુષ પુરાણને, જઈ પૂછે ઝાડ (૨) વ્રજ. ૪
પીપળા ! પીપળ ! હે વડ ! દીઠા નન્દકુમાર ?
પ્રેમથી મન હરી સર્વનાં, ગયા પ્રાણ-આધાર (૨) વ્રજ. ૫

---

૧ પૂર્વાધ્યાયના અન્તમાં પ્રભુ તિરોહિત થયા એમ કહ્યું, તે પછી અત્ર તે ગોપીજનોને મહાન્ પરિતાપ થયો તે કહેવાય છે.

૨ જેમ યૂથપતિ હાથી અન્તર્હિત થતાં હાથણીઓ તાપ પામે તેમ તપ્યાં.

કુરબક ! નાગ ! અશોક હે ! ચમ્પક ! હે પુન્નાગ !
માનિની-મનહર હાસ્યને, દીઠા છે વનબાગ ? (૨) વ્રજ. ૬
દીઠા તેં તુલસી ! સખી ! કહિં તો પ્રિય નાથ ?
ચરણપ્રિયા ! વ્રજનાથની, ધરતા અલિ-સાથ (૨) વ્રજ. ૭
માલતિ ! જાતિ ! મલ્લિકે ! યૂથિકે ! અડી હાથ,
પ્રીતિ તમારી વધારતા, જોયા છે યદુનાથ ? (૨) વ્રજ. ૮
આંબા ! ફણુસ ! ને આંકડા ! કોવિદાર ! કદમ્બ !
આદિ તરુ ! નદી-તીરનાં, કહો કયાં છે ગોવિન્દ ?(૨) વ્રજ. ૯
તેં તપ કીધું શું ક્ષિતિ ? શોભે ઊભાં રોમ,
વામનચરણ વરાહના, પરિરમ્ભનો પ્રેમ (૨) વ્રજ. ૧૦
હે મૃગલી ! ગયા શું હરિ ? પ્રિય સુન્દરી સાથ,
વાય પ્રિયા-અંગ-ગન્ધનો, કુન્દમાલનો વાત (૨) વ્રજ. ૧૧
બાહુ ધરી પ્રિયા-અંસમાં, શોભે કંજથી પાણ,
તરુવર ! આપ પ્રણામને, હરિ આપતા માન (૨) વ્રજ. ૧૨
ભેટી વનસ્પતિ બાહુથી, [૧]લતાને પૂછો તોય,
પ્રિય-નખ કેરા સ્પર્શથી, જાણે પુલકિત હોય (૨) વ્રજ. ૧૩

( શ્લોક. )

એમ ઉન્મત્તાની પેઠે, કૃષ્ણને શોધતાં જતાં;
લીલા[૨] શ્રીકાન્તની તે તે, કરી કાતર તે થતાં. ૧

---

૧ यद्यपि तासामप्यनवसरः ॥ એટલે કે ભર્તૃ વનસ્પતિના ભુજાને ભેટીને રહ્યાં છે જેથી જવાબ દેવાને તેને અવસર નથી તો પણ પૂછો.

૨ એમ વૃક્ષલતાદિને પૂછતાં પણ ઉત્તર ન મળ્યો તેથી પ્રભુની લીલા કરવા માંડયા.

## પદ ૨ જું. રાગ–કાફી.

હવે તો કેમ મળે ગોપાલ?
કરે શ્રીહરિની લીલા, સુન્દર વ્રજનાં બાલ, હવે ટેક.
બની પૂતના એક ગોપિકા, એક બની નન્દલાલ,
અંક ધરી સ્તનપાન કરાવ્યું, શકટ બની એક બાલ,
પગેથી તેને પાડી, એક બની ગોપાલ, હવે. ૧
દૈત્ય બની ગોપીજન એકજ, અન્ય બની લઘુબાલ,
હરણ કર્યું તેનું તેણે તો, ઘૂઘરીના ઘમકાર,
કરીને ઘસરે ગોપી, એક યશોદાબાલ, હવે. ૨
રામ ને કૃષ્ણ બની બે ગોપી, અન્ય બની ગોપાલ,
વત્સ બની, બક એક બની ત્યાં, તે મારી તત્કાલ,
ક્રમેથી બે ભ્રાતાએ, ને હરખ્યા ગોપાલ, હવે. ૩
ગાયો ગોપી કોઇ બન્યાંને, કોઈ બન્યાં ગોવાળ,
દૂર જતી ગાયો બોલાવી, વેણુ વગાડી લાલ,
બનીને ક્રીડા કરતી, વખાણતા થઇ બાલ, હવે. ૪
અન્ય સખીને અંસ ધરી ભુજ, ચાલતી કેતી એક,
'હું છું કૃષ્ણ,' 'લલિત ગતિ મારી' 'દેખો ધરીને ટેક,'
તદા તે તન્મય થાતી, પ્રેમ તણે અતિરેક, હવે. ૫
"વર્ષા, વાત થકી નહિં ડરવું, મેં કીધું છે ત્રાણ,"
એમ કહી ડાબે હાથેથી, અમ્બર ઊંચું તાણી,
કરી ગિરિધરની લીલા, એક બનીને કાન, હવે. ૬
એક ચડી ગોપી-શિર ઉપર, કેતી એને એમ,
"દુષ્ટ સાપ! જા તું અહિંઆંથી, અત્ર વસ્યો છે કેમ?
ખલોને દંડજ દેવા, પ્રકટ્યો છું હું તેમ," હવે. ૭

ગોપી એક વદ્યાં, " હે ગોપો ! દેખો દાવ કરાલ,
આંખો વીંચો, બીક ન લાવો, ક્ષેમ કરું છું કાલ,"
ફરી ગોપી એકે તો, એ લીલા તત્કાળ, હવે. ૮
બાંધી એક ઉખલની સાથે, ફૂલ માલથી બાલ,
ભય પામી ઢાંકી મુખ કરથી, જાણે બીતી બાલ,
ફરી દામોદર-લીલા, છેલ્લી એમ રસાલ, હવે. ૯

( શ્લોક. )

પૂછતાં કૃષ્ણને એમ, વૃન્દાવન-તરુ-લતા;
ત્યાં દેખ્યાં વનનાં દેશે, પદો શ્રીકૃષ્ણનાં જતાં. ૧
મહાત્મા નન્દસૂનુનાં, પદો છે આ ખરે અહિં,
જણાતાં તે [1]ધ્વજામ્ભોજ, ચક્રાંકુશયવે સહી. ૨
પદોથી પદવી તે તે, શોધતાં પ્રાણનાથની,
વધૂનાં પદથી મિશ્ર, પદો દેખી વધ્યાં પુની. ૩

પદ ૩ જું. રાગ આશાવરી.

'હવે તો મલશે સુન્દરશ્યામ,
"છેજ સમીપ સખી ! ગિરિવરધર, નટવર નન્દના કાન, હવે. ટેક.
" કોણ સખીનાં આ પદ બેની ! હરી ગઇ ઘનશ્યામ,
"અંસ ધર્યો છે પોંચો જેને, ગજ,[2] ગજની જયમ વામ, હવે. ૧
"આ ગોપીએ છે આરાધ્યા, નક્કી શ્રીભગવાન,
"પ્રીતમ્ આપણને છોડીને, લઇ ગયા નિર્વાણ, હવે. ૨

---

૧ ધ્વજ, કમલ, ચક્ર, અંકુશ અને જવના ચિહ્નોથી આ પદો પ્રભુનાં છે એમ નક્કી થયું.

૨ હસ્તીને જેમ હસ્તીની સ્ત્રી.

"શ્રીગોવિન્દ[1]-પદામ્બુજ કેરી ધન્ય રજો આ ઠામ,
"શુદ્ધિકામ રમા, અજ, શંકર, શિરે ધરે મનકામ, હવે. ૩
"અચ્યુતનું અધરામૃત ચોરી, સહુ ગોપી વિશ્રામ,
"ભોગ કરે એકાન્તે તેના, ક્ષોભ કરે પદવામ, હવે. ૪
"નથી જણાતાં પગલાં બેની ! તેવામાનાં આમ,
"થાકી જાતાં તે વાલીને, ઉપાડતા ઘનશ્યામ, હવે૦ ૫
"ફૂલ ઉતાર્યાં છે તરુવરથી, પ્રિયે પ્રિયાને કામ,
"તેથી અર્ધ પડયાં છે પગલાં, પેની-વિણ આ ઠામ. હવે૦ ૬
"કેશપ્રસાધન કર્યું કામીએ, કામિનીનું મન કામ,
"વેણી ગૂંથી, ગૂંથ્યાં પુષ્પો, બેસીને આ ઠામ. હવે૦ ૭
"આત્મારામ અખંડિત તો પણ, રમે રમા-અભિરામ,
"દૈન્ય બતાવે [2]કામીજનનું, વામાનું મન વામ" હવે૦ ૮

સાખી.

લીલા એમ બતાવતાં, ચિત્તહીન વ્રજબાલ,
વન વન ભમતાં ભામિની, તોય મલ્યા નહિ લાલ ૧

પદ ૪ થું—રાગ આશાવરી.

(જગતમાં) બૂરું છે અભિમાન, જગતમાં બૂરું છે અભિમાન.
તે સર્વેશ્વરને નથી ગમતું, જે, છે દુઃખ નિધાન જગ૦—ટેક
વને છોડીને સહુ ગોપી, જે સંગ ગયા સુખધામ,
શ્રેષ્ઠ ગણી તેણે પોતાને, એમ થયું અભિમાન.[3] જગ૦ ૧

---

૩ શ્રીજીના ચરણરજનું કેવું મહત્ત્વ છે ?

૧ કામીજનો સ્ત્રીઓને કેવા આધીન હોય છે તે અત્ર સૂચવી રહ્યા છે અને સ્ત્રીઓનું કેટલું દુરાત્મપણું છે ?, તે પણ આપ બતાવી રહ્યા છે.

૨ આ ગોપીજનને પ્રભુ સાથે લઇ ગયા હતા તેને અભિમાન આવતાં વિરહદુઃખ થયું.

"ઇચ્છાવર વરતાં ગોપીજન, સમૂહને ત્યજી કાન,
"એક મનેજ ભજે છે આ પ્રિય, એ અભિમાનનિદાન" જગ૦ ૨

ત્યાંથી વન જાતાં કેશવને, કહ્યું કરી અભિમાન,
"ચાલી શકીશ નહિં હું સુન્દર ! લઇ ચાલો મનકામ." જગ૦ ૩

એમ સૂણી પુરુષોત્તમ બોલ્યા, "સ્કન્ધ ચડો અભિરામ,
અન્તર્ધાન થયા હરિ ત્યાંથી, તપી વધૂ તે ઠામ. જગ૦ ૪

"હાહા નાથ ! રમણ ! હે વલ્લભ ! ક્યાં છો મહાભુજ કાન ?
"કૃપણ દાસિકાને દેખાડો મને આપનું સ્થાન" જગ૦ ૫

માર્ગ શોધતાં ગોકુલપતિનો, ગોપીયૂથ તમામ,
દુઃખિત ને પ્રિય વિરહે મોહિત, આવી દીઠાં વામ. જગ૦ ૬

પ્રાપ્તિ માનતણી માધવથી, અભિમાને અપમાન,
સૂણી સખીથી તે સહુ વિસ્મિત, થયાં ગયું [1]મદ-માન. જગ૦ ૭

ત્યાર પછી પેઠાં વન વનિતા, જ્યાં લગી ચાંદની-ભાન,
દેખી અન્ધારું ને અટક્યાં, શ્રી હરિમાં ગુલતાન. જગ૦ ૮

[2]તેમાં મન, તે તે આલાપો, તે ચેષ્ટા, તે ભાન,
ગુણ ગાતાં તેનાજ વિસાર્યાં, દેહાદિને ધામ. જગ૦ ૯

ફરી આવી કાલિન્દી-તીરે, કૃષ્ણ ચરણ એકતાન,
તેના આગમની આશાથી, કરવા માંડયાં ગાન. જગ૦ ૧૦

---

૧ સત્સંગથી મદ, માન નષ્ટ થાય છે.

૨ પ્રેમ અવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ આવી જોઇએ.

## અધ્યાય ૩ જો.

### લલિત છન્દ.

જયતિ[1] ઘોષ આ, આપ જન્મથી, શ્રયતિ[2] ઇન્દિરા જયાં સદા સતી;
દયિત ! આપ માટેજ જીવતી, દશ દિશે જુવો[3], શોધતી બધી. ૧

શરદને સરે, સાધુજાત જે, કમલ કાન્તિને ચોરતી દૃશે;
સુરતનાથ ! દાસી સમૂહને, વરદ ! મારતા ઘાતશું ન તે? ૨

વિષજલો થકી, વ્યાલ-દૈત્યથી, પવન, વિજળી, વૃષ્ટિ, વન્હિથી;
વૃષભ-દૈત્યથી, વ્યોમથી વળી, ઋષભ રક્ષિયાં, બીકથી બધી. ૩

નહિંજ ગોપિકાબાલ છો તમો, સકલ અન્તરે આપ તો રમો;
કમલજે સ્તવ્યા, વિશ્વ રક્ષવા, પ્રિય ! સુસાત્વતોને કુલે થયા. ૪

અભય આપતું વૃષ્ણિ ધુર્યજે, શરણ આપને જે થયાં ભયે;
કર સરોજ તે કાન્ત ! દાસિકા, શિર મહિં ધરો શ્રીકર ગ્રહે. ૫

વ્રજજનાર્તિહન્ ! વીર ! નારના, નિજજન સ્મય-ધ્વંસિ છે સ્મિત[4].
ભજ સખે ! છિયે, કિંકરી અમે, વદનકંજ દેખાડ આ સમે ૬

પ્રણુત દેહિનાં પાપ જે હરે, તૃણચરો તણા સંગમાં ફરે;
ફણિ-ફણે ધરેલું રમા કરે, પદ કુચે ધરી કામને હરો. ૭

---

૧ સર્વોત્કર્ષપણાથી વર્તે છે.

૨ દાસ્ય ભાવથી આશ્રય કરે છે.

૩ "દૃશ્યતામ્" આપથી આર્તજન જોવાય, તેનો 'દર્શન આપો' આવો અર્થ અવૈયાકરણો કરે છે-તે ઉપેક્ષ્ય છે.

૪ પોતાના જનોના ગર્વને નાશ કરનાર જેનું મન્દ હાસ્ય છે.

તુજ કથાસુધા, તમ-શાન્તિદા, કવિગણે વખાણેલ પાવના,
શ્રવણ મંગલા, શ્રીયુતા કથે, સુજન તે મહોદાર[1] અત્ર છે. ૮
સરસ વાકયવાળી-મનોહરા, મધુર વાણથી પુણ્ડરીકાક્ષ !
વિધિ કરી અમા મોહ પામતી, અધરસીધુથી રક્ષ આ ક્ષણ. ૯
પ્રિય સુહાસ ને પ્રેમ વીક્ષણ, તુજ વિહાર જે ધ્યાન મંગલ;
હસિ જે કથાઓ મને અડે, કુહક ચિત્તમાં ક્ષોભને કરે. ૧૦
વ્રજ થકી જતાં નાથજી ! તમે, પશુસમૂહને ચારતા વને;
શલ તૃણાંકુરો પાદને દમે, પરમ દુઃખ તેથી થતું મને. ૧૧
દિન વહી જતાં નીલકુન્તલે, વૃતરજે ભર્યાં આસ્યકંજને;
રિ ફરી બતાવો હરે ! તમે, મદન અર્પતા દાસિકા મને ૧૨
ણુત-ઈષ્ટદાતા સ્તવે વિધિ, ધરણીભૂષણ ધ્યેય આપદિ;
ચરણકંજ તે શાન્ત આપનું, રમણ અમ ઉરે અર્પ આધિહન્ ૧૩
સુરત પોષતું શોકને હરે, સ્વરિત વેણુ જે ચુમ્બતી ખરે;
તિર રાગ ભૂલાવતું હરે ! અધરસીધુને વીર! અર્પ રે. ૧૪
દિન બધો ફરો કાનને તમો, પ્રિય ન દેખતાં યુગસમા ક્ષણો;
દન શોભતું વક્ર-કુન્તલે, નિરખતી દૃશે પાંપણો નડે. ૧૫
તિ, સુતો, કુલો, ભાઇ, બાન્ધવો, ચરણ આવિયાં છોડીને અમો;
તિ સુજાન ! ગીતેજ મોહિયાં, કિતવ ! કેમ છોડો ! કરો દયા. ૧૬
હસિ વાત જે કામકારણ, હસિત આનન, પ્રેમ વીક્ષણ;
ઉર વિશાલ જેમાં વસે રમા, નિરખતાં થતાં મોહ ને તમા. ૧૭
જજને વસે અંગ ! જે જનો, અઘ બધાં હરે જન્મ આપનો,
વજન ચિત્તના રોગ જે હરે, અમ તમામને આપ, તે હરે ! ૧૮

---

૧ ભૂરિદાઃ बह्वर्थदातारः મહોદાર કૃષ્ણચરિત્ર શ્રવણ કરાવનાર જ છે

વસન્તતિલકા.

જે આપનું ચરણપંકજ બીક સાહી,
ધીમે અમો ધરશું કર્કશ વક્ષ માંહિ;
તેથી તમો વન ભમો, પ્રિય ! કંટકોથી,
પામે વ્યથા, મતિ ભમે અમનાથ તેથી. ૧૯

---

## અધ્યાય ૪ થો.

શ્લોક.

નહિ સાધન વિત્તેથી, રાજી થાય મહાપ્રભુ;
દાસના દૈન્યથી રાજી, કહે એમ મહાપ્રભુ. (કારિકા ૧)
એમ ગોપીજનો ગાતાં, પ્રલાપ ચિત્રધા કરે;
સુસ્વરે રડવા[1] માંડયાં, કેમ કૃષ્ણ હવે મળે. ૧

પદ ૧ લું

રાગ પહાડી.

અહો નન્દનન્દન, ગોકુલચન્દ, ગોપીયૂથ મહિંથી,
પ્રભુ પ્રકટયા પરિપૂરણ, પ્રેમ કરી ગોવિન્દ તહિંથી. અહો. ટેક.

સાખી.

શૂરપુત્રના[2] પુત્ર જે, શૌર્યશાળી ભગવાન,
હસતું મુખપંકજ વળી, હરતું સ્મયમદમાન.
ધરી વનમાલ, ગલે રતિરંજિત, આરોપેલ રમાથી;
મધુ મૃદુ હાસ્ય, છુપાવવા અમ્બર; પીત ધર્યું કર હાથી. અહો. ૧

---

૧ પ્રલાપ અને સંગીત પૂર્વાધ્યાયદ્વયમાં કર્યાં તયોરસાધનતાયાં જાતાયાં રોદનં કૃતવત્યઃ સુ. તે બન્નેનું અસાધનપણું થતાં નિઃસાધન થઇ રોવા માંડયાં.

૨ આ શ્લોક ઉપરનો શ્રીગુસાંઇજીનો લેખ મનનીય છે.

સાખી.

મન્મથના મનને મથે, કોટિ કામ-અભિરામ,

નટવર નાગર નન્દના, ગોપીજન વિશ્રામ.

વિલોકી તે વાલાને પ્રેમથકી અતિ ફૂલતી બાલા;
ઊઠી પ્રિય પ્રાણને દેખી જેમ ઉઠે બની અંગ રસાળાં. અહો. ૨

સાખી.

ધરે શૌરિ કર-કંજને, અંજલિમાં તહિં કોઇ;

ચન્દનરૂષિત બાહુને, અંસધરી વળી કોઈ.

ધરે પ્રિય તામ્બુલચર્વિત, અંજલિમાં તહિં સુન્દરી કોઇ,
તપી સ્તનમાંહિ ધરે પદપંકજ, કામિની એક સુમોહી. અહો. ૩

સાખી.

એક ભ્રૂકુટી બાંધીને, પ્રેમ વેગ બે હાલ;

હણતી જોતી કટાક્ષથી, કરડી હોઠ રસાલ.

બીજી અનિમેષ દૃશેથી, શ્રીમુખપંકજમમાં થઈ લીન;
પીધું તોય, તે ન ધરાણી, સન્ત જનો ચરણે જેમ લીન. અહો. ૪

સાખી.

નેત્રરન્ધ્રથી હૃદિ ધરી, હરિને વીંચી નેન;

પુલક અંગ ભેટી પડી, પ્રેમમગ્ન યતિ જેમ.

બધી કેશવદર્શનના, પ્રેમોત્સવ આનન્દે લીન,
તજ્યો વિરહાનલ, પામી પ્રાજ્ઞ પ્રભુને, માનવ જેમ. અહો. ૫

શ્લોક.

તે શોકહીન-ગોપીથી, વીંટાણા પ્રભુ અચ્યુત;
અતીવ શોભવા માંડયા, શક્તિઓથી યથા વૃત. ૧

શરચ્ચન્દ્રાંશુ[1] સન્દોહે, જયાં નથી રાત્રિનું તમ;
કૃષ્ણાકર-તરંગોથી, પાથરી વાલુકા ક્યમ. ૨

---

૧ શરદ્ ઋતુના ચન્દ્રના કિરણ સમૂહેથી.

ખીલતાં કુન્દમન્દાર, ગન્ધવાન્ વાયુને અલિ;
તે કાલિન્દી તણા તીરે, પ્હોંચાડયા પ્રભુએ ફરી. ૩

પદ ૨ જું.

રાગ કાલિંગડો.

તીરમાં, તીરમાં, તીરમાં, ભરાણી સભા, સુન્દરરે,
કાલિન્દીના તીરમાં. ટેક.
તે પ્રભુ દર્શનથી મનપીડા, ગઇ તણાઇ નીરમાં,
જેમ શ્રુતિગણ પામે મનોરથ, આનન્દ રેલ શરીરમાં. ભરાણી. ૧
કુચકુંકુમથી અંકિત સહુનાં, ઉપરિ વસ્ત્ર શરીરનાં;
તેથી આસન નિજ પ્રિય માટે, રચ્યું કલિન્દા તીરમાં. ભરા. ૨
યોગેશ્વરના અન્તરમાંહિ, કલ્પિત આસન જેમનાં;
તે ગોપી-પરિષદમાં બેઠા, ભાગ્ય કહું શું તેમનાં ? ભરા. ૩
ત્રિભુવનની સુન્દર લક્ષ્મીનું, ધામ વપુ ધરી સ્થાનમાં;
ષડ્ગુણ-સમ્પન્ન શ્રીપરમેશ્વર, આપ બિરાજ્યા માનમાં. ભરા. ૪
હાસ સહિત લીલા-ઇક્ષણથી, ભમતી ભ્રૂકુટી કમાનમાં;
અનંગનું સંદીપન કરતાં, ગોકુલનારી તમામમાં. ભરા. ૫
અંક ધરેલા કર ચરણોના, સ્પર્શ કરી ઘનશ્યામના;
વખાણતાં, જરા કોપ કરીને, વાકય વદ્યાં તહિં પ્રેમનાં. ભરા. ૬

પદ ૩ જું.

રાગ-માલકોશ.

વદ્યા વ્રજનાર "સૂણો વ્રજનાથ ! (૨)
"[૧]ભજતાં ને ભજતા કોઈ જગમાં, નહિ ભજતાને કોઈ;
"બન્ને ને બીજા નથી ભજતા, સાધુ કહો પ્રભુ જોઈ." વદ્યા. ટેક

---

૧ ત્રણ પ્રશ્નો કર્યા. ભજતાને ભજનાર ૧. ન ભજતાને ભજનાર ૨, બન્નેને ન ભજનાર ૩

વધા વ્રજનાથ " સૂણો વ્રજનાર ! (૨)
" જે સખીઓ [1]ભજતા જ પરસ્પર, તે સ્વારથને માટ,
" ત્યાં નથી ધર્મ સૌહૃદ સુન્દરીઓ, સ્વારથનો સહુ ઘાટ." વધા. ૧
" નહિ ભજતાને જે જન [2]ભજતા, કરુણ પિતાને માત;
" ધર્મ અહિ અપવાદ વિનાનો, સૌહૃદ છે પ્રખ્યાત." વધા. ૨
" [3]ભજતાને પણ કોઇ ન ભજતા, નહિં ભજતાને કેમ ?
" તેના ચાર પ્રકાર જગતમાં, સૂણો ધરીને નેમ. વધા. ૩
" આત્મારામ અને ગુરુદ્રોહી, આપ્તકામ ગુણચોર;
" બે ઉત્તમ, બે અધમ જાણવા, તેમાં [4]હું નહિં કોઇ." વધા. ૪
" ભજતાને પણ હું નથી ભજતો, અનુવર્તનને કામ;
" જેમ અધન ધન મળ્યું જતામાં, મગ્ન ન જાણે અન્ય." વધા. ૫

શાર્દૂલવિક્રીડિત.

" મારે કાજજ લોક વેદ અબળા, છોડયાં તમે છો ઘરો,
" મારામાં દૃઢ ભક્તિ પુષ્ટ કરવા, માટે થયો હું પરો;
" અપ્રત્યક્ષ રહી હતો જ ભજતો, હું તો તમોને જ આ,
" માટે સર્વપ્રિય જાણતાં ન કરવી, નિન્દા ઘટે હે પ્રિયા ! ૧

---

૧ પ્રથમ પ્રશ્નનો ઉત્તર,

૨ બીજા પ્રશ્નનો ઉત્તર,

૩ ત્રીજા પ્રશ્નનો ઉત્તર,

૪ હું તે ચારમાં કોઇ પણ નહિં. अहमिति भगवान्, नतुजीवः ......अहं रीम एव न त्वात्मारामः......कामाभावादेनवाप्तकामत्वम् ॥ હું ભગવાન્ છું જીવ નથી હું રામ છું નહિં કે આત્મારામ, મારામાં કામનો અભાવ હોવાથી आप्तकामत्व પણ નથી. માટે મારી ભિન્ન જ વ્યવસ્થા છે. સુ૦

"જોડાયાં મુજમાં તમો મન મહિ, જે ભાવ રાખી ઘણો,
"[1]બ્રહ્માના વયથી, વળાય બદલો, શું હું થકી તે તણો ?
"કાપી દુર્જર સાંકળો જગતની, લોઢા થકી આકરી,
"તેનો તો બદલોજ તેજ ગણવો, [2]સન્તો ન ચાહે કરી." ૨

## અધ્યાય ૫ મો.

(ગીતિ.)

એમ સુણી અતિ સુન્દર, વાણી ગોપીજને વ્રજેશ્વરની;
તાપ વિરહનો ટાળ્યો, આશિષ સહુ અંગ સંગથીજ બની. ૧

### પદ ૧ લું.

રાગ-કેદાર-ઠુમરી.

ગિરિધરનચન્દ, કરે રાસરંગ
આનન્દકન્દ વ્રજનારસંગ. ગિરિ. ટેક.
બાન્ધી પરસ્પર બાહુ સુન્દરી, અતિ પ્રસન્ન ગોપીકદમ્બ,
રસોત્સવ આરમ્ભયો સુન્દર, મંડિત ગોપીવૃન્દસંગ. ગિરિ. ૧
યોગેશ્વર શ્રીકૃષ્ણચન્દ્રમા, વચ્ચે બે બે ગોપીસંગ,

---

૧ भवतीनां भजनं निष्कपटम् । अस्मद्भजनं सकपटमिति, नह्यल्पस्यापि जलस्य तुल्यं बह्वपि मरुमरीचिकाजलं भवति, सत्यं भजनं तु ब्रह्मणोऽशक्यमेव, जीवधर्मत्वात् ॥ તમારું ભજવું નિષ્કપટ છે ત્યારે અમારું ભજવું સકપટ છે, થોડા જલ બરાબર પણ ઝાંઝવાનું ઘણું જલ થતું નથી. સાચું ભજવું બ્રહ્મથી અશક્ય છે, કારણ કે ભજવું તે જીવ (દાસ) ધર્મપણું છે. માટે હુ.

૨ साधवोहि महत्कर्म कृत्वा स्वयमेवतुष्यान्ति, नतु प्रत्युपकारमपेक्षन्ते, સાધુ પુરુષો મહત્કાર્ય કરીને પોતેજ સન્તુષ્ટ થાય છે. પરંતુ પ્રત્યુપકારની અપેક્ષા રાખતા નથી.

પેઠા કંઠ ગ્રહ્યા બે બેના, સહુ જાણે [1]નિકટે જ કંથ. ગિરિ. ૨
ઉત્સાહે મનથી ખેંચાણાં, દારસહિત દેવોનાં વૃન્દ,
તેનાં કોટિ વિમાનેસંકુલ, અમ્બરમાં જયમ કોટિચન્દ્ર. ગિરિ. ૩
દુન્દુભિ દેવવરોનાં વાગ્યાં, દિવ્ય પુષ્પવૃષ્ટિના ગંજ,
[2]નિર્મલ યશ ગાતા ગિરિધરનો, ગન્ધર્વો નિજ નારી સંગ. ગિરિ. ૪
સપ્રિય-વનિતાઓનાં નૂપુર, કંકણુ કિંકણિયોના નાદ,
રાસ સુમંડલમાં અતિ ગાજયા, ત્યાં આવે બીજું શું યાદ? ગિરિ. ૫
ત્યાં ભગવાન દેવકી નન્દન, કંચનવરણી યુવતિ સંગ,
હેમમણિગણમાં જયમ શોભે, મરકત મણિ મહા તેજ પુંજ. ગિરિ. ૬
પદસંચાર, ભુજોનાં લટકાં, સસ્મિત સુંદર ભ્રૂવિલાસ,
ભંગ સહિત કટિમધ્ય શોભતાં, કુચપટ ખસતાં આસપાસ. ગિરિ. ૭
ગંડસ્થલ હલતાં કુંડલથી, સ્વેદયુક્ત વદનો રસાલ,
કબરીના બન્ધો તહિં છૂટયા, ગાતાં ગુણ ગોવિંદ સાર. ગિરિ. ૮
કૃષ્ણચન્દ્રનાં વાલાં વનિતા, શોભ્યાં શ્રીઘનશ્યામ પાસ,
શોભે જયમ નવઘનમંડલમાં, વિજળીયોનાં વૃન્દ ખાસ. ગિરિ. ૯
નાચ કરે ઉંચેથી ગાતાં, રંજક કંઠ રતિ પિયાર,
મુદિત અતિ શ્રીકૃષ્ણસંગથી, જેને ગીતે જગ રસાલ. ગિરિ. ૧૦

---

૧ स्वनिकट एव मन्यन्ते नत्वन्यासाम्, अन्यथारसाभास: स्यात् कृष्णद्वैविध्यप्रतीते:

પોતાના નિકટમાં જ પ્રભુને માને છે પરન્તુ બીજા ગોપીજનોની નિકટે નહિં જ, કારણ કે શ્રીકૃષ્ણના સ્વરૂપનું દ્વૈવિધ્ય જોવામાં આવે તો રસાભાસ થાય, આમ આપે અનેક સ્વરૂપો ધારણ કર્યાં છે. કોઈ ગોપીજન આ લીલાને સમજતાં નથી. અને પોતાની પાસે જ પ્રભુ છે. અને બીજા પાસે નથી એમ સમજે છે.

૨ પ્રભુનો યશ નિષ્કલંક છે.

ગોપી કોઇ મુકુન્દની સાથે, મિશ્રિત સુર ષડ્જાદિ સાત,
ધ્રુવ ઉંચે સુર ગાતી તેનું, માન કરે વ્રજનાથ આપ. ગિરિ. ૧૧
ગોપી કોઇ શ્રમિત થઇ રાસે, ઢીલી વેણી પુષ્પમાલ,
સ્કન્ધ ગદાધરનો બાહુથી, પ્રેમેથી પકડયો રસાલ. ગિરિ. ૧૨
એકે અંસ રહ્યા યદુવરના, ચન્દનલિપ્ત કમલ સુગંધ,-
બાહુનું ચુંબન તહિં કીધું, હૃષ્ટરોમ બની અંગ અંગ. ગિરિ ૧૩
નાટ્ય થકી હલતા કુંડલના, તેજ થકી મંડિત સુગંડ,
માંડયો ગંડે તેને આપે, તામ્બૂલ ચર્વિત નન્દનન્દ. ગિરિ. ૧૪
નાચે ગાન કરે કલ ગોપી, કાંચી ઝાંઝર-નાદ સંગ,
પાસ વસેલા *પ્રિય-શિવ-કરને,શ્રાન્ત ધરે ઉરમાં સુઢંગ, ગિરિ. ૧૫
શ્રી એકાન્ત-રમણ-વર પામી, બડભાગી ગોકુલનાં નાર,
કંઠ ગ્રહ્યા પ્રેમે તે પ્રિયને, ગાતાં ને કરતાં વિહાર. ગિરિ. ૧૬

( શાર્દૂલવિક્રીડિત )

કર્ણે ઉત્પલ, કેશ-નીલ-ભમરા, તેના વિટંકો થતા.
ગાલોમાં શ્રમ-બિન્દુઓ ટપકતાં, તેથી મુખો શોભતાં;
કેશોની કબરી થકી સરકતી, માલા સુપુષ્પો તણી,
વાગે ઝાંઝર કંકણો સુમધુરી, વાગે ઘણી ઘૂઘરી. ૧
ગાનારા ભમરા સુગાન કરતા, તે રાસગોષ્ઠી મહિં,
ગાતાં ગોકુલનાર નાચ કરતાં, ગોવિન્દ સાથે તહિં. ૧૨

---

* મંગલમય હસ્તકમલને.

૧ કર્ણ ઉપર પુષ્પો છે તેનું જાણે કેશરૂપી ભમરાઓ પાન કરતા હોય નહિ? તે બન્નેનું અલંકરણ ( શોભા )-સ્થાન ગાલ છે, તેમાં શ્રમના બિન્દુઓ ટપકે છે તેમ મુખો શોભે છે.

૨ બાળક જેમ દર્પણ જલ વગેરે આગળ મૂકી, તેમાં પોતાને જોતો રમે છે, તેમ ભગવાન પણ પોતાનું સામર્થ્ય

(ઉપેન્દ્રવજ્રા)

ફરી પરિરંભ, ફરી હલાવી, ફરી સુદૃષ્ટિ પ્રભુએ રસાળી.
વિલાસહાસે રમતા રમેશ, રમે સ્વબિમ્બે જયમ બાલવેષ. ૧

(શાર્દૂલવિક્રીડિત.)

માળા આભરણો ખસેલ તનથી, તેના રસાવેશમાં,
શ્રીકૃષ્ણપ્રભુ-અંગ સંગ-મદથી, તે મત્ત ગોપી થયાં;
કેશો ને સુદુકૂળ પટ્ટ કુચનાં, વસ્ત્રો હતાં ઉડતાં,
તેને સાંચવવા અશક્ત બનતાં, સમ્પૂર્ણતાએ બધાં. ૧

(ગાતિ.)

કૃષ્ણક્રીડા દેખી કામાર્દિત ખેચરાંગના મોહ્યાં;
સ્વસ્ત્રીગણની સાથે, શશાંક આશ્ચર્ય પામતા મોહ્યા. ૧

પદ ૨ જું.

રાગ. કેદારો-ઠુમરી.

રમે રાસરંગ ગોવિન્દચન્દ, મોહે અનંગ સુરનારચન્દ. રમે૦-ટેક.
જેટલાં* રાસ મહિં ગોપીજન, તેટલાં રૂપ ધરી ગોવિન્દ,
આત્મારામ અખંડ રમે છે, ષડ્ગુણનિધિ આનન્દકન્દ. રમે૦-૧
સૌરત-રાસવિહારથી થાક્યાં, વનિતાના વદનારવિન્દ,
કરુણે પ્રેમ કરીને પોંછયાં, શન્તમ-કરકમલેથી, અંગ. રમે૦-૨

---

અથવા સ્વરૂપ તેઓમાં સ્થાપીને ત્યાં ત્યાં પોતાને જોતા રમણ કરે છે તેથી આ લીલામાં વિષયનો ગન્ધ પણ નથી એમ સિદ્ધ થાય છે.

* આવું અસાધારણ સામર્થ્ય શ્રીપુરુષોત્તમ સિવાય બીજામાં સંભવે જ નહિં.

જગતાં-કુન્દન-કુંડલ કચની, કાન્તિથી શોભે સુગંડ,
ઉજ્જ્વલ હાસ નિરીક્ષણ કરતાં, માન ધરે ગોપીકદમ્બ. રમે૦-૩
શ્રીહરિના કર-નખના સ્પર્શે, મોદ ન માતો અંગ-અંગ,
ઋષભ-પવિત્ર ચરિત્રો ગાતાં, જે કરતા આનન્દકંદ. રમે૦-૪
કરિણીના ગણ સાથે ગજપતિ, શ્રાન્ત થઇ વન કરી વિહાર,
પેસે જેમ અગાધ વારિમાં, ભેદી નાખે બાંધી પાર. રમે૦-૫
શ્રીજમુના-જલમાં ત્યમ પેઠા, શ્રમ હરવા વ્રજનાર સંગ,
જલક્રીડા કરવા અતિ સુન્દર, શ્રાન્ત થતાં આનન્દકન્દ. રમે૦-૬
ગોપીજન કુચકુંકુમ-રંજિત, અંગ સુસંગ દબાણી માલ,
તેમાં લુબ્ધ મધુપ ગન્ધર્વો, જાતા ને ગાતા રસાલ, રમે૦-૭
અહિંતહિંથી હસતી યુવતીથી, સિંચાતા જલમાંહિ અંગ !
પ્રેમ થકી જોવાતા સહુથી, એમ રમે પ્રતિનાર સંગ. રમે૦-૮
વૈમાનિક દેવો પુષ્પોને, વર્ષાવી કરતા વખાણ,
ગજપતિની લીલાને ધરતા, આત્મારામ રમે પુરાણ. રમે૦-૯
ત્યારપછી જમુના-ઉપવનમાં, પેઠા પ્રેમેથી મુકુન્દ,
મલયપવન વાતો અતિ કોમલ, સ્થલજલનાં પુષ્પે સુગન્ધ. રમે૦-૧૦
ભમરાને પ્રમદાના ગણથી, વિંટાણા વ્રજરાજચન્દ,
મદઝર ગજ-કરિણીગણથી જયમ, ત્યમ ફરતા કરતા ઉમંગ.-૧૧
શારદ[1]-કાવ્ય-કથા રસ-આશ્રય-રંજિત-વિધુ-કિરણે અમન્દ,
એમ નિશાઓમાં હરિ રમતા, સત્યકામ-વ્રજનાર સંગ. રમે૦-૧૨

---

૧ શરદઋતુની વર્ણના કરવા માટેનું જે કાવ્ય તેમાં જે કથાઓ તેના રસના આશ્રયરૂપ, અને ચન્દ્રના કિરણોથી અતિ રંજિત, આવી રાત્રિઓ; કેટલી? તેની પણ સંખ્યા નહિ. અર્થાત્ ઘણી.

અનુરાગી અબલાગણુ જેમાં, સૌરત રોકયું આત્મઅંગ,
રાસરસિક ગિરિધરની લીલા, કાશીરામ કહે શું મન્દ. રમે૦-૧૩

---

**રાજોવાચ—રાજપ્રશ્ન.**

(શ્લોક.)

સદ્ધર્મ સ્થાપવા માટે, અધર્મ હણવા અહિં,
રામસંગે પધાર્યો છે, ભગવાન્ જગદીશ્વર. ૧
તે કેમ ધર્મપારોના, કર્ત્તા, વક્તા સુરક્ષક;
આચર્યું અવળું કર્મ, હે બ્રહ્મન્! જાર જે કરે. ૨
આપ્તકામે કર્યું નિન્દ્ય, કર્મ આ યાદવાધિપે;
શા અભિપ્રાયથી? ટાળો, અમારો શક [1]સુવ્રત! ૩

પદ ૩ જું.

રાગ-માલકોશ.

કહે શુકદેવ, સૂણો નરપાલ! કરું છું સંશય દૂર હું હાલ. કહે૦ ટેક.
ધર્મનાશ સાહસ ઇશ્વરનાં, જોયાં તેં નિર્ધાર,
દોષ નહિં તેજસ્વીને[2] જયમ, અગ્નિ સર્વ જમનાર. કહે૦ ૧
નહિં કરવું મનથી પણુ જીવે, કાર્ય કદી આ સાર,
નષ્ટ થશે કરશે હરવિણુ જયમ, ઝેર[3]પાન કરનાર. કહે૦ ૨

---

૧ હે સુવ્રત! હે સદાચાર લક્ષણાયુક્ત! જો આ અસંગત જેવું હોય તો આપ પણુ ન કહો.

૨ તેજસ્વીને દોષ માટે નથી. ત્યાં અગ્નિ સર્વ ભક્ષક છતાં નિર્દોષ છે. ત્યારે પ્રભુ માટે કેમ દોષ ઘટે?

૩ રુદ્રથી અન્ય જો હાલાહલઝેરનું પાન કરે તો મરણુ શરણુ થાય, તેથી આ કાર્ય બીજા અનીશ-જીવે મનથી પણ કરવું નહિ.

પથ્ય[1] વચન ઇશ્વરનું જાણો, ને તેવુંજ ચરિત્ર,
યુક્ત વચન માની આદરવું, તે સુરોજ પવિત્ર. કહે૦ ૩
સ્વાર્થ[2] નથી અહિં પુણ્ય કર્યેથી, પાપેથી પરિતાપ,
નિરહંકાર જ્ઞાનિજનને પણ, ઇશ્વરની શી વાત ? કહે૦ ૪
અખિલ સત્વ, પશુ, માનવ, દેવો, છે દાસો; પતિ આપ
કેમ નડે જગદીશ કૃષ્ણને ? પુણ્ય કર્મ કે પાપ. કહે૦ ૫

( શાર્દૂલવિક્રીડિત )

જેના[3] પાદ-સરોજની રજ સમા, સદ્ભક્ત સેવા કરે,
તે જ્ઞાની મુનિઓ, સમગ્ર જગમાં, સ્વેચ્છા થકી સંચરે
છેદેછે ભવબન્ધનો યતિવરો, ને યોગમાર્ગે રહી,
એવાને નિજ કર્મ-બન્ધન નથી, બન્ધાય શાને હરિ ?

પદ ૪ થું.

રાગ આશાવરી.

કહે શુકદેવ, સુણો નરપાલ ! કરું છું સંશય દૂર હું હાલ, કહે. ટેક.
ગોપીજનના ને ગોપોના, સહુ પ્રાણીના નાથ,

---

૧ મહાન્ પુરુષોનું વચન જ કરણીય છે, અને આચરિત તો જે વચનાનુસાર હોય તેજ પોતાના અધિકારનો વિચાર કરી આચરવાનાં છે.

૨ यस्यनाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते हत्वापि स इमाँल्लोकान्न हन्तिननिबध्यते જેને હું કરું છું એવો ભાવ નથી, કર્મ કરીને જેની બુદ્ધિ લીંપાતી નથી, તે આ લોકોને હણીને પણ હણતો નથી તેમ શુભાશુભ કર્મથી બન્ધાતો નથી ત્યારે પ્રભુને પાપ પુણ્યનો સમ્બન્ધ કેમ ઘટે ?

૩ ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત એટલે પ્રભુના ચરણકમલના પરાગ-

અન્તરમાં ફરતા જગદીશ્વર, રમવા ધરતા ગાત. કહે. ૧
ભક્તો પર કરુણા કરવાને, ધરતા નરતનુ ખાસ,
તેવી લીલાઓ સાંભળતાં, તત્પર થાતા દાસ. કહે. ૨
તે પ્રભુની માયાથી મોહ્યા, ગોપાલો વ્રજમાંજ,
પાસ ગણી નિજ નિજ દારાને, નહિં કોપ્યા તજી દાઝ. કહે. ૩
અરુણોદય થાતાં વ્રજ વનિતા, અનુમતથી પ્રિયનાજ,
નહિં ઇચ્છા તોપણ ઘર ચાલ્યાં, વાલા છે વ્રજરાજ. કહે. ૪

(શાર્દૂલવિક્રિડિત).

[1]ક્રીડા આ વ્રજનાર સાથ હરિની શ્રદ્ધા થકી સાંભળે,
સ્નેહેથી અથવા કહે ઉભયને, ભક્તિ વ્રજેશે મળે;
તેથી કામ હણે; સુધીર, મનનો, છે રોગ સાચો સહી,
કાશીરામ ગુરુપ્રતાપ-બળથી, આ ગાય ભાષા મહિં. ૧

---

૩૫ એવા વૈષ્ણવોની સેવાથી તૃપ્ત, અર્થાત્ ભગવત્ ભક્તોની સાથે ભગવદ્ગુણના સ્મરણ વડે દૃષ્ટશ્રુત સુખના લેશને ભૂલી જનારા ભક્તોને કર્મબન્ધન નથી. કર્મમાર્ગમાં પ્રવૃત્ત એટલે નિષ્કામ કર્મયોગના પ્રભાવથી તમામ કર્મ બન્ધોનો નાશ કરનાર યોગીઓ ઇચ્છા મુજબ વિચરતા કર્મથી બન્ધાતા નથી. જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્ત મુનિઓ પણ ઉત્કટ જ્ઞાનથી ક્યાંય ન બન્ધાતાં ઇચ્છા મુજબ વિચરે છે. ત્યારે સ્વેચ્છાથી શ્રીઅંગને ધારણ કરનાર સાક્ષાત્ શ્રીપ્રભુને શાથી બન્ધ થાય? છેલ્લું પદ આજ બાબત ને સ્ફુટ કરી આપે છે.

૧ જેનું ફળ હૃદયના રોગનો (કામદેવનો) નાશ કરનાર છે, જેના વક્તાશ્રી પરમબ્રહ્મચારી શુકદેવ, શ્રીસુબોધિનીજી ટીકાકાર ભગવન્મુખાર વિન્દાવતાર શ્રીમહાપ્રભુજી છે. પરીક્ષિત્ તુલ્ય મુમુક્ષુ જેના શ્રોતા છે તેમાં વિષયનો ગન્ધ હોયજ નહિં. તે સુસ્પષ્ટ છે.

(શાંતિ.)

મૂળ પદોનો આશય, સાંચવતાં શ્રીસુબોધિની સાથે,
ભાષાપદ રચવામાં કીધા છે યત્ન સજ્જનો માટે;

દોષ સુલભ જનમતિ છે અંતર એ ઇશ જીવનું જાણો,
હંસક્ષીરન્યાયે સાર લઇ સુજ્ઞ હંસ મન માણો;

વિક્રમ વીસ સદીને બ્યાસીમે વર્ષ માર્ગ પૂનમને,
ગુરુએ પૂરી કીધી પદરચના અર્પવા રસિક જનને.

ઇતિ.



## આ પુસ્તકમુદ્રણમાં મદદ કરનારનાં નામો.

સ્વ. મુખીયાજી નાનાલાલ દયાલજી હ. કૃષ્ણદાસ રૂા. ૧૫)

સ્વ. ભાઇ રમણિકલાલ શિવશંકર હ. છોટાલાલ રૂા. ૧૦)

બાકીનો ખર્ચ શા. ગોકુલદાસ વલ્લભદાસે કર્યું છે. તેઓનો અત્ર ઉપકાર ભુલાય તેવો નથી.

સંવત ૧૯૮૨
વૈશાખ સુ. ૧૧ રવિ
માંગરોલ બન્દર,
( કાઠીયાવાડ. )

લે૦ રચયિતા.

મળવાનું ઠેકાણું:—

અમીલાલ જમનાદાસ.
શ્રી માંગરોળ વૈષ્ણવ સુબોધિની પાઠશાળા,
માંગરોળ ( કાઠીયાવાડ )

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.